

# નિસ્યંદન



( ગુજરાતી કવિતાનું ઇ – સામયિક )

માર્ચ – ૨૦૧૨

વર્ષ – ૧ અંક – ૧


સંપાદક

યોગેશ વૈદ્ય

પરામર્શક

જનક દવે, સાહિલ,

શશિકાંત ભટ્ટ'શૈશવ ' જિતુ પુરોહિત

ટાઇપ સેટિંગ

ભૂલોક દવે

ટેકનિકલ સહયોગ

હાર્દિક ભટ્ટ, દિનેશ વાઘેલા


આ અંકના ફોટોગ્રાફ

સ્પેનિશ ફોટોગ્રાફર –ગુઇલેર્મો કાર્બેલા **(Guillermo Carballa)**



## o ‘નિસ્યંદન’ વિષે

o મૂળતઃ ગુજરાતી કવિતાને વરેલું ‘નિસ્યંદન’ અન્ય ભાષાની કવિતા / અન્ય સાહિત્ય પ્રકાર / . અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે

o લવાજમ – આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા.

o ‘નિસ્યંદન’ આપના ઇ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો - બ્લોગ http://mryogi62.blogspot.com પર જઈ જરૂરી કડીઓ અંર્તગત ‘નિસ્યંદન’ વિષયક પ્રથમ કડી પર ક્લિક કરો. ખૂલેલા ફોર્મ માં વિગત ભરી **submit** કરો

o આપના સાહિત્યકાર મિત્રો / કાવ્યરસિક મિત્રોને ‘નિસ્યંદન’ના નામાંકન માટે પ્રેરી ‘નિસ્યંદન’ના પ્રસાર માટે મદદરૂપ થવા નમ્ર વિનંતી.

## o ‘નિસ્યંદન’ માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્ય રચનાઓ તથા કાવ્યમિમાંસા.

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર / લઘુવૃતાંત ( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લીપીંગ પણ મોકલી શકો. )

o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લીપીંગ.

o ‘નિસ્યંદન’ ના સુશોભન / મુખપૃષ્ઠ માટે આપના દ્વારા પડાયેલ સુંદર ફોટોગ્રાફ.

o પુસ્તક પરિચય માટે – પુસ્તકની એક નકલ.

## o અમને મળવાનાં ઠામ ઠેકાણા :


o ટપાલી દ્વારા – યોગેશ વૈદ્ય, ‘હ્રદય કુંજ’, યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ. ૩૬૨૨૬૫ (ગુજરાત). ભારત.

o ઇ-મેઇલ દ્વારા - mryogi62@gmail.com

o બ્લોગ પર http://mryogi62.blogspot.com
http://yogesh-vaidya.blogspot.com




## o સંપાદકીય

આજના દિવસે જ્યારે 'નિસ્યંદન' તેની યાત્રાના ત્રીજા તબક્કાને શરૂ કરવા જઈ રહ્યું છે ત્યારે જરા પાછળ જોઇ કેટલીક ઘટનાઓની વિગતે નોંધ લઈ લેવાનું યોગ્ય લાગે છે.

**પ્રથમ તબક્કો**

વર્ષ ૧૯૭૮, સ્થળ  સૌરાષ્ટ્રના સાગર કાંઠાનું ગામ વેરાવળ.

પ્રાથમિક શાળામાં ફરજ બજાવતા જનક દવે યુવક વિકાસ સંસ્થા દ્વારા આયોજિત સાહિત્યિક શિબિરોમાં શિબિરાર્થી તરીકે જાય. ત્યાં મૂર્ધન્ય સાહિત્યકારો તથા નવોદિત શિબિરાર્થીઓના સંપર્કથી મૂળે નવલકથા ના માણસ જનક દવેમાં કવિતા પ્રત્યે પણ અનુરાગ જાગે છે. વેરાવળ જેવા છેવાડાના ગામમાં રહીને સાહિત્યિક સંપર્કો જાળવી રાખવા દુષ્કર હોઈ જનકભાઇ શરૂઆતમાં સંપર્કસૂત્રના રૂપમાં પોસ્ટકાર્ડ પર સામયિક શરૂ કરે છે નામ આપે છે 'નિસ્યંદન'.

'નિસ્યંદન' ને શરૂ કરવાના અન્ય કારણમાં ક્યાંક વાંચેલી કાવ્યપંક્તિ "આવળ, બાવળ અને વેરાવળ" માં રહેલી માર્મિક ચોટ સામે એક સંવેદનશીલ વેરાવળી તરીકેની કુમળી પ્રતિક્રિયા પણ ખરી.

બહાર ગામથી ટ્રાન્સફર થઈને વેરાવળ આવી વસેલ બે અન્ય સાહિત્યિક મિત્રો કવિ રસિક દવે તથા વસંત રાવળ 'ગિરનારી' સાથે જનકભાઇની રોજની સાહિત્યિક ગોષ્ઠી. જનકભાઇના ઘરના ફળિયામાં જામતી આવી ગોષ્ઠીમાં જૂન મહિના ની એક ઢળતી સાંજે જનક દવે 'નિસ્યંદન' તેના નવા સાઇક્લોસ્ટાઇલ સ્વરૂપમાં લાવી મૂકે છે. મિત્રો આ સાહસને વધાવી લે છે. સાંજની ગોષ્ઠીઓ વધુ કાવ્યમય બનતી જાય છે. 'નિસ્યંદન' વિકસતું જાય છે. તે સમયે વેરાવળમાં વસતા ગઝલકાર મહેન્દ્ર 'સમીર', લાભશંકર દવે, કવિ કેનાથ પાઠક સમેત કવિ કરશનદાસ લુહાર સરીખા બહાર ગામના કવિઓ/ સાહિત્યકારોનો યથાયોગ્ય સહકાર 'નિસ્યંદન'ને મળી રહે છે. સાઇક્લોસ્ટાઇલ 'નિસ્યંદન' ૫૦ કોપી થી શરૂ થઇ કવિ  રસિક દવેના સુંદર હસ્તાક્ષરના સથવારે ૧૦૦ કોપી સુધી પહોંચે છે.

ખૂબ જ પાંખા સંશાધન સાથે શરૂ થયેલ 'નિસ્યંદન' જનક દવેની મૂકનિષ્ઠા , રસિક દવે તથા વસંત રાવળ 'ગિરનારી'ની સાહિત્ય પ્રીતિ, સૂઝબૂઝ અને સાહિત્યિક મિત્રોના પ્રેરક પ્રોત્સાહનથી બે વર્ષ પૂરા કરી પોતાની યાત્રાની પ્રથમ અલ્પવિરામ પાસે આવીને ઊભું રહી જાય છે.

**દ્વિતીય તબક્કો**

વર્ષ ૧૯૮૮ સ્થળ  વેરાવળ

મૂળ ભાવનગર ના કવિ શશિકાંત ભટ્ટ 'શૈશવ'નો જનક દવે સાથે સાહિત્યિક સંપર્ક. કવિ લાભશંકર દવે તથા કવિ અબ્બાસ મલીક 'પોશીદા'ની સાથે વેરાવળમાં કાવ્યગોષ્ઠીઓ જામે. તેમાં ગઝલકાર 'સાહિલ'નો પ્રવેશ

થયો. મંડળી જામી. કવિતાનો કક્કો શીખતો હું પણ તેમાં ભળ્યો. સાહિત્ય અને સંગીત માટે મંગળવારીય મિલનસભા શરૂ કરવામાં આવી અને 'નિસ્યંદન'ને ફરી શરૂ કરવાનો તખ્તો ગોઠવાયો. ૧ માર્ચ ૧૯૮૮ના રોજ 'નિસ્યંદન'નો તેની દ્વિતીયયાત્રાનો પ્રથમ અંક સાહિત્યસંગમ વેરાવળના ઉપક્રમે પ્રગટ થયો.

'નિસ્યંદન'એ સાઇક્લોસ્ટાઇલ / લઘુ સામયિક હોવા છતાંય ગુજરાતના પ્રથમ હરોળના કવિઓની કૃતિઓ તેમાં પ્રગટ થવા લાગી. 'નિસ્યંદન'નું સંપાદકીય સ્તર ઠેર ઠેરથી પોંખાવા લાગ્યું. 'નિસ્યંદન'ને રમેશ પારેખ, હરીન્દ્ર દવે , વિનોદ જોષી, ગુલાબદાસ બ્રોકર જેવા મૂર્ધન્ય સાહિત્યકારોની પ્રેમવર્ષાનું હકદાર બનવાનું સૌભાગ્ય સાંપડ્યું. બે વર્ષના નાના ગાળામાંજ 'નિસ્યંદને' નોંધપાત્ર કાઠું કાઢ્યું. 'નાઝિર' દેખૈયા સ્મૃતિ વિશેષાંક , વર્ષાકાવ્ય વિશેષાંક, કવયીત્રિ વિશેષાંક, ઉમાશંકર જોષી સ્મૃતિ વિશેષાંક તથા કવિઓના જ હસ્તાક્ષર માં કાવ્યોનો  વિશેષાંક સરખાં વિવિધ અંકો ખૂબજ વખાણાયા, ચર્ચાયા. 'મુંબઈ સમાચાર', કલકત્તાથી પ્રગટ થતાં 'નવરોઝ' સમેત ઘણા સામયિકો, પત્રિકાઓ, પત્રોમાં તેની સુપેરે નોંધ લેવાઈ.

"આવળ,બાવળ અને વેરાવળ" વાળા વેરાવળ મા સાહિત્યિક આબોહવા જામી. મંગળવારીય મિલનસભાએ ગની દહીવાલા, 'શૂન્ય' પાલનપુરી. 'નાઝિર'દેખૈયા તથા મહેન્દ્ર 'સમીર'ને શ્રદ્ધાંજલિ આપતા સંગીતમય કાર્યક્રમો યોજ્યા. સ્થાનિક સંગીતકાર/સંગીતજ્ઞ ટપુ દાદા, ટેવાણી સાહેબ, દામજીભાઈ બારમેડા, ચાવડા સાહેબ, નવીનભાઈ થાનકી, શ્રીમાંકર સાહેબ વગેરે ઉમળકાભેર કાર્યક્રમમાં ભાગ લેતા થયા. ઘણા સાહિત્યપ્રેમીઓ/કલાપ્રેમીઓને એક મિલન સ્થળ મળ્યું. બહારના સાહિત્યકારો/કલાકારો માટે વેરાવળમાં ઉતારો કરવાનું એક ઠેકાણું બન્યું. વારંવાર કાવ્યસભાઓ યોજાવા લાગી, કલાને ખાતર શરૂ થયેલા વ્યક્તિગત સંપર્કો કૌટુંબિક સંબંધોમાં પરિણમવા લાગ્યા.
'નિસ્યંદન'નો આ સુવર્ણકાળ હતો એમ કહી શકાય. શશિકાંત ભટ્ટ 'શૈશવ'ની આગેવાની, જનક દવેની મૂકનિષ્ઠા, 'સાહિલ' સાહેબનું ગંભીર પીઠબળ, લાભશંકર દવેનો ગઝલમય છાંયડો, અબ્બાસ મલીક 'પોશીદા'ની કલાદ્રષ્ટિ, 'યક્ષ' મેર, લલીત લાડવા તથા ગોહેલ સાહેબની ચિત્રકળા તથા રાજેશ સોલંકી અને નરેન્દ્ર પી વ્યાસના સુંદર હસ્તાક્ષરોએ 'નિસ્યંદન'ને વધુ ને વધુ નિખાર્યું.

'નિસ્યંદન'ની સંપાદકીય ગોષ્ઠીઓ વધુ ને વધુ રસપ્રદ થવા લાગી. આ બધા વચ્ચે મને પણ મારી કાવ્ય સમજને અણી કાઢવાનો મોકો મળ્યો. 'નિસ્યંદન'નું સહ સંપાદન પણ હોંશભેર સંભાળ્યું. પરંતુ ફરીથી 'નિસ્યંદન'ની નિયતિ એ 'યુ ટર્ન' લીધો. સુવર્ણકાળમાં જ 'નિસ્યંદન' ને બે વર્ષ પછી બંધ કરવું પડ્યું. 'નિસ્યંદન' બંધ કરવાના કારણોમાં પ્રથમ 'નિસ્યંદન' માટે મળતી કવિતાઓનું કથળતું જતું સ્તર જે સંપાદક મંડળને સ્વીકાર્ય નહોતું. બીજુ કારણ ૫૦૦ થી વધુ કોપીઓને છાપવા / પ્રગટ કરવામાં લાગતો શારીરિક તથા આર્થિક થાક. 'નિસ્યંદન' નિઃશુલ્ક જ સર્વને મોકલાતું. પોસ્ટેજ સ્ટેમ્પ મોકલાવવાની અપીલોને પણ યોગ્ય પ્રતિસાદ ન મળ્યો. ( 'નિસ્યંદન' ચાલુ રાખવાના પોરસ ચડાવતા પત્રો જરૂર મળ્યા ! ) ભારે હૃદયે 'નિસ્યંદન'ને બંધ કરવું

પડ્યું. ત્યાર પછીના વર્ષોમાં ક્યારેક ક્યારેક કોઈ વાચકો –ચાહકો દ્વારા તથા લઘુ સામયિકો પર સંશોધન કરતા સુજ્ઞ સાહિત્યકારો દ્વારા પૂછપરછ થતી રહી.

### ત્રીજો તબક્કો

૧ માર્ચ ૨૦૧૨, વેરાવળ. ૨૪ વર્ષ પછી 'નિસ્યંદન'ને શરૂ કરવાનો વિચાર આવ્યો. જૂનાગઢના ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશન દરમિયાન તેને નક્કર રૂપ આપવાની પ્રક્રિયા શરૂ થઇ. વીતેલા ૨૪ વર્ષ દરમિયાન સમયે તેનું કામ કરી લીધું છે. 'નિસ્યંદન'ના દ્વિતીય તબક્કા માં હોંશભેર કામ કરતો છેલ બટાઉ જેવો આ લખનાર આજે ૫૦ વર્ષનો થઇ ગયો છે. વેરાવળનું સાહિત્યિક વાતાવરણ તથા સાહિત્યિક સંપર્કો ઓસરી ગયા છે. છતાંય જનક દવે, શશિકાંત ભટ્ટ 'શૈશવ' તથા 'સાહીલ' સાહેબનો હમેંશ જેવો જ તરોતાજા સધિયારો છે. હાર્દિક ભટ્ટનો તથા દિનેશ વાઘેલાનો વીજાણુ સહયોગ રહેવાનો છે. કવિ જિતુ પુરોહિતની સાહિત્યિક સૂઝ પણ સાથે ઊભી છે. 'નિસ્યંદન' સાથેની એક અનામ લાગણીથી પ્રેરાઈને આગળ વધી રહ્યો છું. આ કર્તવ્ય ભાવનાનો ભાર કે કંઈક કરી રહ્યાનો મિથ્યા અહોભાવ નથી. ગુજરાતભરમાં 'નિસ્યંદન' સરીખા અસંખ્ય લઘુ સામયિકો પ્રગટ થયાં છે, પ્રગટ થાય છે, પ્રગટ થતાં રહેશે. કદાચ 'નિસ્યંદન' અને મારા માટે આજનો દિવસ નિર્મિત હશે એટલું જ. પાછલા વર્ષોમાં પ્રકાશનક્ષેત્રે ઘણા આયામ બદલાઈ ગયા છે. વીજાણુ માધ્યમનો વિકાસ, બદલાયેલી મુદ્રણપ્રક્રિયા અને ઇન્ટરનેટે સંપૂર્ણ ચિત્ર બદલી નાખ્યું છે. આજનું 'નવીન ' આવતીકાલે જ 'જૂનું ' થઇ જાય છે. વીજાણુંયુગે સર્જેલી આ ત્વરા રોમાંચક છે તેમજ પડકારરૂપ પણ છે. 'નિસ્યંદન'ના પરામર્શક સાથે આ બાબતે ઊંડાણપૂર્વક ચર્ચા કર્યા પછી જ 'નિસ્યંદન'ને ઇ ફોરમેટ માં પ્રગટ કરવાનો નિર્ણય લેવાયો છે. ગુજરાતી લખતા –વાંચતા સુજ્ઞ લોકોનો ભાષાપ્રેમ, ગુજરાતી કવિઓની કાવ્યનિષ્ઠા તથા મહાકાળની અકળગતિ 'નિસ્યંદન'ની ત્રીજી યાત્રાની દિશા નક્કી કરશે.

કોઈ સપનાં નથી, કોઈ દાવો નથી.

આટલી પૂર્વભૂમિકા સાથે 'નિસ્યંદન' આપના હાથમાં......ના.....ના.....આપના સ્ક્રીન પર મુકુ છું.

**યોગેશ વૈદ્ય**

૧લી માર્ચ, ૨૦૧૨.





## બાજી મારી બગડે છે !

હું પતંગિયાની પછવાડે પડી પકડદાવ જ્યાં માંડુ છું ત્યાં ઘંટ સ્કૂલનો વગડે છે ને બાજી મારી બગડે છે
હું ઉંદર સામ્મે બિલ્લી થઈને મૂછે તાવ જ્યાં માંડૂ છું ત્યાં ઘંટ સ્કૂલનો વગડે છે ને બાજી મારી બગડે છે

વર્ગખંડ ના અંધારાંને સંકોરીને, ભુસ્કો મારી, નિશાળ છોડી પાદર ભાગું-
અને મને હું મઘમઘતી આ નદી સૂંઘવા ફાળ મારતું ફૂદતું જાતું ઝરણું લાગુ-
બસ પીપળથી વડ, વડ થી પીપળ આવ જાવ જ્યાં માંડૂ છું ત્યાં ઘંટ સ્કૂલનો વગડે છે ને બાજી મારી બગડે છે

શબદ પલાખાં, અદબ પલાંઠી, શ્રુત લેખનને જાતજાતનાં અંત વગરના બધા દાખલા છોડી-
હું માંડ નીકળું આખ્ખે આખ્ખો ગોળ ભૂમિતિ નાગરિકની કળીઓ વાળી સાંકળ તોડી
હું સૂરજ સાથે, વાદળ સાથે, ધૂપછાંવ જ્યાં માંડુ છું ત્યાં ઘંટ સ્કૂલનો વગડે છે ને બાજી મારી બગડે છે

સતીશચન્દ્ર વ્યાસ

'બ્રીજેશ' 4 મોમાઇ નગર ,ગાંધીનગર પસે ,જામનગર 361 005




## ગઝલ

કાચી પાકી બાળાગોળી.
તેં સોનાવાટકીએ ઘોળી.

લાગણીઓને કાં ધમરોળી?
કાચી વયમાં રણમાં રોળી.

કેવી દાનત થૈ છે, મિત્રો,
ચીકણું કીધું ચોળી ચોળી.

નામ કહો તો પાડી દઇશું,
કોની કરશું ઓળીઝોળી?

આમ તમારી વાત થતી ને-
મનમાં થાતી ખાટામોળી.

રોજ રાતના ધાડ પાડતી-
તારાં સપનાઓની ટોળી.

**ભગવતીકુમાર પાઠક**
'શ્રી હરિ',પાઠક ફળિયું ચોરવાડ-
૩૬૨૨૫૦

## નાનીલુ (તેલુગુ કાવ્ય પ્રકાર)

**1**

જ્યારે સહુ સૂતાં હોય છે -
ત્યારે ચોરી છૂપીથી
ટીવી જોતાં બાળકની માફક
હું લખું છું મારી કવિતા.

**2**

ફૂલો વેચતી આ
આ અંધ બાળા
લાગે છે વ્હેંચી રહી છે
મનોહર દ્રશ્યો.

**3**

વાક્ય કદી પણ
પૂર્ણ થતું નથી કારણ
પૂર્ણ થયેલા વાક્યનો
વિકાસ થંભી જાય છે.

**એન. ગોપી** **અનુ.- ઉર્વીશ વસાવડા**

## ગઝલ

ન જાણું કેવી દશામાં આ જિન્દગી  ગઈ છે.
તમારી શોધ મને ક્યાંથી ક્યાં લઈ ગઈ છે !

ઉદાસ  આંખ,  સૂની રાહ, ધૂધળી  મંઝીલ,
શું  બદ્દૂઆઓ  બધી સામટી ફળી ગઈ છે?

જે વાત કહેવા આવ્યો હું તમારી મહેફિલમાં;
એ વાત હોઠ સુધી આવી કમકમી   ગઈ છે.

અટૂલી મારી જ  માફક  બિચારી  એય હશે-
ઉદાસી   એમ  સફરમાં મને  વરી ગઈ છે.

ફરેક ક્ષણ છે છલોછલ  તમારાં  સ્મરણોથી-
અમસ્તી ક્યાં મને આ જિન્દગી જચી ગઈ છે.

**શશિકાંત ભટ્ટ 'શૈશવ'**

૩૦૨, 'શ્રી ગોપાલ' એપાર્ટમેન્ટ,    ઝાંઝરડા રોડ,  જૂનાગઢ. ૩૬૨૦૦૧






## ગઝલ

માણસો ઘરમાં જન્મે, જીવે ને મરે.
માંડ ફળિયાં સુધી સ્વપ્નમાં પણ ફરે.

સાવ હળવેથી ફેંકો તમે કાંકરી;
ને વમળ છેક તળિયા સુધી વિસ્તરે.

એ જ દ્વીધામાં અવતાર પૂરો થયો;
કોના નામે હું ફેંકુ તો પથ્થર તરે.

હું દિવસ આખો ખાલીપો પીધા કરું;
સાંજ પડતાં જ ઘરમાં પરી ઊતરે.

પોત અસ્તિત્વનું શું ગજબ નીકળ્યું !
સાવ કોરું છતાંયે સતત નીતરે.

શક્ય છે પ્રેત ઝાકળનાં જાયે મળી-
કોઈ 'સાહિલ' સુગંધોને જો ખોતરે

**'સાહિલ'**

'નીસા', ૩/૧૫ દયાનંદ નગર, રાજકોટ. ૩૬૦૦૦૧

## નાનીલુ (તેલુગુ કાવ્ય પ્રકાર)

4

હે ચાંદ ! હું તને
આજે પણ એટલોજ ચાહું છું.
આર્મસ્ટ્રોંગે તને
બેનકાબ કર્યો તે છતાં !

5

માત્ર બસ જ નહીં
એનો સભર ખાલીપો
પણ કરે છે
પ્રવાસ.

6

તળાવના પાણીમાં
છાંટે છાંટે એક અલાયદું ફૂલ
હે વરસાદ સલામ !
તારી સખાવતને !

એન. ગોપી    અનુ. ઉર્વીશ વસાવડા



## વિસ્મય

સ્પર્શે છે અંધકાર, કિરણ સળવળે નહીં.
મારીએ ઉદાસીઓનું ગગન ઝળહળે નહીં.

ઇચ્છાના પહાડ દેહ મહીં ખળભળે છતાં
મૃગજળ હવે કાં મારી તરસને છળે નહીં?

દિવસો પવનની જેમ સતત ઘૂમતાં રહે;
કોઈ દિશા સમયને અહીં સાંકળે નહીં.

અસ્તિત્વ વિસ્તરી ગયું છે રણ સમું છતાં
જવાળામુખી ત્વચા તળેથી નીકળે નહીં.

અળગાં કે ભેગાં થઈ જવાના અર્થમાં હવે-
વિસ્મય સિવાય કાંઈ બીજું નીકળે નહીં.

**જગદીશ ભટ્ટ**

'શંકર નિવાસ', શેરી નં – ૩, તળાવ દરવાજા, જૂનાગઢ.૩૬૨૦૦૧



## સખી, તમારું વ્હાલ.

અંધારે ઓગળતું.....
સખી, તમારું વ્હાલ દીવાને ફૂંક દઈ ઓલવતું. !

અજવાળે અજવાળે સજની વીસ વરસ મેં શોધ્યું !
હવે મને સમજાયું; એ ને મેં પોતે અવરોધ્યું !
મને – તને રંગીન ઢોલિયે અઢળક ઘેરી વળતું !
સખી, મારું વ્હાલ દીવાને ફૂંક દઈ ઓલવતું..!

ચાંદો તારા રૂપને જોવા મોકલતો ચાંદરણું !
એનાથી તરબોળ ઝળકતું ઓશીકું પાથરણું !
તારી પાંપણથી પાની લગ ચાંદરણું ઊતરતું !
અંધારે ઓગળતું...........


સતીશચન્દ્ર

'બ્રીજેશ' 4 મોમાઇ નગર ,ગાંધીનગર પસે ,જામનગર 361 005




## ગઝલ

પત્ર પામ્યાની  ક્ષણે  પરબિડીયું ખૂલી ગયું.
આ કયા  સંભારણે   પરબિડીયું ખૂલી ગયું !

આપણે દુનિયાથી  સંતાડી અને રાખ્યું હતું ;
ને છતાં શા કારણે   પરબિડીયું ખૂલી ગયું ?

કાળ નામે  આ ટપાલી  રોજ નક્કી  એ કરે
આજ  કોના બારણે  પરબિડીયું ખૂલી ગયું ?

આપણું  અંગત  ગણીને બંધ  રાખ્યું'તું છતાં-
આ જગત એમ જ ગણે પરબિડીયું ખૂલી ગયું.

એક અવસરની પ્રતીક્ષા ટોડલાને પણ હતી ;
એક  કંકુ  છાંટણે પરબિડીયું ખૂલી ગયું.

ઉર્વીશ વસાવડા

આશીર્વાદ એક્સ-રે અને અલ્ટ્રાસાઊન્ડ ક્લીનીક
,
ચિતાખાના ચોક,          જૂનાગઢ. ૩૬૨૦૦૧

!!!!!

अजीब चीज है ये वकत जिसको कहते है
कि आने  पाता  नहीं और  बीत जाता है

***

स्याह रात नहीं लेती है  नाम ढलने का
यही तो वकत है सूरज तेरे निकलने का

***

कहीं न सबको समंदर  बहा के  ले जाए
यह खेल खत्म करो कश्तियाँ बदलने का

शहरयार

--

## o અરથ અંતરી........ ફારૂક શાહ

અર્થનું વિશ્વ પણ નવાઈ પમાડે એવું હોય છે. એક જ ભાષા હોય કે વિવિધ ભાષાઓ હોય. શબ્દના અર્થો પોતાના સ્થિતિસંદર્ભો પ્રમાણે પ્રગટ થતા હોય છે. જ્યારે પિકનિક પર નીકળેલા એક કુટુંબનું બાળક કહે કે, "મને ભૂખ લાગી છે. ખાવું છે." અને એક ડેરા-તંબૂમાં ચીંથરેહાલ પડેલા કુટુંબનું બાળક એ જ વાક્ય બોલે તો એ બંનેમાં ભૂખની ઘટના સમાન હોવા છતાં ભોજન મેળવવાની પરિસ્થિતિઓ અને સ્વયં ભોજનનાં સ્વરૂપો અલગ હોવાનાં. એ જ રીતે 'નિસ્યન્દન'ના આ પૃષ્ઠ પર આપણે કવિતાના રૂઢ પ્રવાહની સમાંતરે અર્થાન્તરો રચતાં સ્થાનો વિભિન્ન ભાષાઓની કૃતિઓ દ્વારા જોવા અને પામવાનું ધાર્યું છે.
આવા અલગ સ્વરે મંડાતી કવિતાના ઉદાહરણ લેખે, આ વખતે, મલયાલમ્ ભાષાના સર્જકમિત્ર કવિયૂર મુરલીની કેવડા જેવા સુંદર ફૂલવૃક્ષના રૂપકની સંનિધિએ પરતંત્રતાના વરવા અર્થોને તાગવા મથતી કવિતાને જોઈએ. એકદમ હતાશ કરનારો યથાર્થ હોવા છતાં કશોક ઉકેલ કે સમાધાનનો તંતુ મળે તો તેને પામવાની આકાંક્ષા એમાં અંતે 'વસંત' અને 'પ્રકાશ'ના સંકેતે મૂકવામાં આવી છે. ત્યારે એ આખું કથન બહુલપણે પથરાયેલા દમિત લોકની વાણીનું રૂપ ધારણ કરી લે છે. અને છેવટના પ્રશ્નાર્થો સંભાવનાઓનો નિર્દેશ કરી અસ્તિત્વસંઘર્ષની આશાવાન અવસ્થાને પણ ચીંધે છે.

### કેવડો

**પહેલેથી જ**
**મારા મનમાં કામના રહી છે**
**ખડખડાટ હસવાની**
**પણ આ સમય**
**ખરેખર ખૂબ જ નિર્દય છે**
**એણે આટોપી દીધા છે**
**મારા બધા જ અધ્યાયોને**

**ઊબડ-ખાબડ વીતી ગઈ**
**સાઈઠ જેટલી સદીઓ**
**આવ્યાં ન ક્યારેય**
**ફૂલ મારા કેવડામાં**
**નિષ્ઠુર લોકોએ**
**એની ડાળીઓ કાપી કાપીને**
**ફેરવી નાખી છે ખીલાઓમાં !**

પેલા ખેડૂતને એનો
સૌથી સારો ખપ જણાયો
ખેતરની ફરતે વાડ કરવામાં
મારો કેવડો ફેંકાઈ ગયો
અહીં-તહીં વેરવિખેર થઇને
કચરાના ઢગલે, ગંદકીમાં

મારો કેવડો
ક્યારેય કોઈ વસંતને
જોઇ શકશે ખરો ?
શું એની કળીઓ ક્યારેય
સ્પર્શી શકવાની
સૂરજના પ્રકાશને ?

કવિયૂર મુરલી

(અજય શેખરના ઈંગ્લિશ અનુવાદને આધારે)

* શ્રદ્ધાંજલિ *

## शहरयार



६ जून १९३६      १४ फरवरी २०१२

तुम्हारे शहर में कुछ भी हुआ नहीं है क्या
कि तुमने चीखों को सचमुच सुना नहीं है क्या
में इक ज़माने से हैरान हूँ कि हाकिम ऐ शहर
जो हो रहा है उसे देखता नहीं है क्या

***

o પુસ્તક પરિચય જિતુ પુરોહિત




## છલોછલ છતાં 'તરસી આભા'

'તમે દેવેન્દ્રપ્રસાદ વિષ્ણુપ્રસાદ નિમ્બાર્કને ઓળખો છો? આવો પ્રશ્ન પૂછવામાં આવે તો લગભગ બધા માથું ખજવાળવા લાગે પણ 'તમે દિલેરબાબુને ઓળખો છો? એમ પૂછવામાં આવે તો ગુજરાતી ગઝલ સાથે થોડોક પણ નાતો ધરાવનારઃ 'અરે હા હા, દિલેરબાબુને તો ઓળખીએ જ ને!' એમ કહી ઊઠશે. "તરસી આભા' કવિ દિલેરબાબુનો મરણોત્તર કાવ્યસંગ્રહ છે. આમ તો આ એમને શ્રદ્ધાંજલિ રૂપ સંગ્રહ છે એમ પણ કહી શકાય. તેમના ઘણા શિષ્યોએ મિત્રોએ આ પુસ્તકમાં કાવ્યમય,ગઝલમય શ્રદ્ધાંજલિ અર્પી છે.

ગઝલ સાહિત્યનો ઇતિહાસ લખાશે ત્યારે ગઝલના સંવર્ધનના પાયાની કામગીરી કરનારામાં દિલેરબાબુનું નામ પ્રથમ લખાશે. 'સ્કૂલ ઑફ ગુજરાતી ગઝલ'ની સ્થાપના કરી તે પહેલા અનેક ઊગતા ગઝલકારોમાં ગઝલની સાચી સૂઝ-સમજ આપવાનું પાયાનું કામ તેમણે પોતાના ગઝલ સર્જનથી પણ અદકેરું સમજીને કર્યું છે. તેમને ગઝલની સચી ખેવના હતી. 'તરસી આભા'માં મુ.અજય પાઠક, ડૉ.કિશોર વાઘેલા, ડૉ.પથિક પરમાર, મહેન્દ્ર ઓધારિયા, પ્રફુલ્લા વોરા, અરૂણ પંડ્યા, સાહિલ, ગુણવંત ઉપાધ્યાય વગેરેએ કવિના જીવન-કવનને ભરપેટ નવાજ્યાં છે. સાહિલ, ગાફિલ ભાવનગરી, નંદન અંધારિયા, ગુણવંત ઉપાધ્યાય, રક્ષા દવે, અરૂણ દેશાણી વગેરેએ સદગતને ગઝલાંજલિ પણ આપી છે.'તરસી આભા'માં દિલેરબાબુની લગભગ ૬૫ રચનાઓ લેવામાં આવી છે. જેમાં ગઝલ,હઝલ મુક્તકો અને અછાંદસ રચનાઓનો સમાવેશ થાય છે. અંતમાં તેમને મળેલાં ત્રણ સન્માનપત્રો આપવામાં આવ્યાં છે. પુસ્તકના મુખપૃષ્ઠ પરનું ચિત્ર જાણે દિલેરબાબુના જીવનનું દર્શન કરાવી જાય છે.ગુજરાતી ગઝલના ચાહકે આ પુસ્તક અવશ્ય વાચવુ જોઇએ.

એક બીજી વાત-આ કવિએ જીવનના અંત સુધી પોતાની નબળી આર્થિક સ્થિતિને પડદા પાછળ જ રાખી. 'ગાંઠનું ગોપીચંદન' વાપરી ગઝલની સેવાચાકરી કરી છે. આ કવિ સાહિત્યવારસાની સાથે આર્થિક સંકડામણ પણ મૂકી ગયા છે એટલે જ 'તરસી આભા'માં વરસેલાં શબ્દવાદળોએ માત્ર શબ્દોથી સંતોષ ન માનતા 'વહેવારમાં' સમજવાનો વખત આવી ગયો છે. સમજદારોને વધારે કહેવાનું ન હોય.

આવો માણીએ કવિના કેટલાક ઉતમ શે'ર.....

*

ન્હોતી ખબર કે જિંદગી બસ આનું નામ છે.
મારા જ હાથે શ્વાસને લુટાવતો રહ્યો.

*

આંખો મળી છે આજ કદી દિલ મળી જશે.
રસ્તો મળી ગયો છે તો મંઝિલ મળી જશે.

*

આવ્યાં નહીં સમીપ હતા શ્વાસ જ્યાં સુધી.
પૂછી રહ્યાં છે દોસ્ત હવે માંદગી વિષે.

*

તું ઝરુખેથી કદી ડોકાય છે.
વિશ્વ આખું ચાંદનીમાં નહાય છે.

*

કાયમ કપાય લોનના હપ્તાઓ એટલા,
થોડુંક પરચૂરણ બાકી રહે પગારમાં.

*

નહીતર ન થાત મૂલ્ય કદીયે સુગંધનું,
સારું થયું કે ફૂલને સ્પર્શી ગયો પવન.

**'તરસી આભા'(ગઝલ-હઝલ સંગ્રહ) કવિઃ-દિલેરબાબુ**

પ્રકાશકઃ--સ્કૂલ ઑફ ગુજરાતી ગઝલ ,ડો.નટુભાઇ પ્ર. પંડ્યા, સંપર્કઃ ગીતાબેન નિમ્બાર્ક, ટી.૧૪ 'નિરનાદ' એપાર્ટમેન્ટ, પ્લોટ-૧૯૧૯ માલદાર વિલા સામે, રૂપાણી ભાવનગર પાના-૧૨૦ કિંમત-રૂ.૮૦

ટહુકો!!! ... કવિ દિલેરબાબુની ગઝલ શ્રી ઋષભ મહેતાના સુરમાં (કડી પર ક્લિક કરો.)

http://www.zshare.net/audio/99224476279ec6fc/

## o મારી ડાયરીનાં પાનાં........ --

આ વખતે   વર્ષો પહેલાં વાંચેલી અને ખૂબ ગમેલી કવિતા  યોગેશ વૈદ્ય )

### 'મૃત્યુ'

બા અને આંસુ તો પર્યાય છે એકબીજાના પરિક્ષિત !
જિંદગીને એક જ સાચો સંબંધ હોય છે વેદનાનો !
બાકીના સંબંધો તો
કોઈ પરદેશી સ્ટીમરમાં ઊભો ઊભો મધરાતે
સૂઈ ગયેલા મુંબઇને સાદ પડ્યા કરે એવા હોય છે.

આંખો પર તું થોડાક આંસુ ટટ્ટાર ઊભા રહેવા દેજે
બળવાન માણસો જિંદગીભર આંસુના ગ્લાસ થી
જગતને જોતા રહે છે.
પાણી એ જ બરફ છે તને મનાવવાનું મુશ્કેલ છે.
હું તને સમુદ્ર વિષેય સમજાવી શકતો નથી.
સમુદ્રને અને મૃત્યુને અનુભવવાના હોય છે.
બા, અગ્નિ અને આંસુ – બધાય અનુભવો છે.
આ અંધકારની કાળી ગાયો
અને તડકાનો વૃષભ તને એક દેખાય છે ?
તને સત્ય અને અસત્ય એક લાગે છે ?
આ પીપળાનાં પાન વચ્ચે બ્રાહ્મણ થઈ ને  ઉભો રહે –
જીવન અને મૃત્યુ વચ્ચેના
એક અભ્યસ્ત અનુષ્ટુપ છંદનો તને અનુભવ થાય છે ?
તું ક્યારેય બારી ખોલીને ચીસ ન પાડતો પરિક્ષિત !
બા તો હવે શ્રીમદ્દ ભાગવત થઈ ગઈ છે.

યશંવત ત્રિવેદી

(વિદ્યાર્થી મિત્રની બા ના મૃત્યુ નિમિત્તે)

## આપણી સાહિત્ય ધરોહર

## કવિ દલપતરામ ડાયાભાઇ



કવિ દલપતરામ ડાયાભાઇનો જન્મ ૨૧.૦૧.૧૮૨૦ માં સૌરાષ્ટ્રના વઢવાણમાં થયો હતો. આપશિક્ષણ મેળવી એમણે ગુજરાતી સાહિત્યની ઉપાસના કરી . ફોર્બસના ગુરુ બની તેમણે તેને ગુજરાતી ભાષા શીખવી હતી. અર્વાચીન ગુજરાતી કવિતાના તેઓ પ્રથમ કવિ ગણાય છે . અંગ્રેજ સરકાર તરફથી તેમને સી.આઈ.ઇ.નો ખિતાબ મળેલ. તેમણે " દલપતકાવ્ય" ભાગ-૧-૨, "બાપાની પીપર", "વેનચરિત્ર", "વિજયવિનોદ", "દલપતપિંગળ" જેવાં લગભગ વીસથી પણ વધારે પુસ્તકો ગુજરાતી ભાષાને આપ્યા છે.તારીખ ૨૫.૦૩.૧૮૯૮માં તેમનું અવસાન થયું.

